જુઓ એક કીડીના સમાજ પર દ્રષ્ટિ ફેરવીએ. તે સમાજ ખાવાપીવાથી માંડીને દરેક ક્રિયામાં પરસ્પરનો સહકાર સાધે છે અને પરસ્પરના ઉપકારે જીવે છે. બહારની આવી પડેલી આફતમાં પણ તેનો સહકાર તો કાયમ જ રહે છે અને સંગઠન સાધી લે છે. જ્યારે તેનો સમૂહસહકાર જાગે છે ત્યારે સર્પ જેવા ઝેરી અને મહાન પ્રાણીને પણ પરાસ્ત બનાવે છે. જો તેનો સમાજ સહકાર ન હોત તો તેની ભિન્ન ભિન્ન વહેંચાયેલી શક્તિ અલ્પ જ કાર્યકારી નીવડત જ્યારે પારસ્પરિક સહકાર કે સંગઠન થયું ત્યારે ભિન્ન ભિન્ન પાત્રમાં રહેલી અલ્પ અલ્પ શક્તિ પણ કેટલી કાર્યકારી નીવડી?

આ દ્રષ્ટિબિન્દુથી માનવ સમાજમાં પણ સહકાર અને સેવા તત્ત્વની ઉત્પત્તિ અને વ્યાપકતા હોય છે અને હોવી જોઇએ. સરળતાથી જીવન વહન કરવા માટે અને બીજી વિપત્તિઓનો સામનો કરવા સેવા તત્ત્વ ઉપયોગી છે અને જેમ સૂક્ષ્મજંતુઓમાં કે પશુપક્ષીઓમાં પોતપોતાની જાતપરત્વે તે જેમ સ્પષ્ટ અને સ્વાભાવિક દેખાય છે તેવીજ રીતે મનુષ્ય સમાજમાં પણ સેવા તત્ત્વ સ્વાભાવિકજ છે.

## વિકૃતિ

ઉપર પ્રમાણે સેવાવૃત્તિ તો જીવ માત્રમાં હોય છે અને હોવીજ જોઇએ. પરંતુ સેવા લેનાર વ્યક્તિ પોતાને સ્વામી માની જો તે સેવાવૃત્તિનો દુરુપયોગ કરે તો ત્યાં સેવા શબ્દ મૂળ સ્વરૂપ છોડીને વિકૃતિ ધારણ કરે છે. કારણ કે સેવા એ સ્વેચ્છાનો પ્રશ્ન છે, અને તે સ્વતઃ ઉદ્ભવે છે. પરંતુ જ્યારે તેજ સેવામાં પરાવલંબિતા આવે છે ત્યારે તે સેવા મટી ગુલામી બને છે. સહકાર મટી અત્યાચાર બને છે.

## તેના નમૂના

જ્યારે સ્ત્રીનો પતિ સહકારી મટી માલિક કે સ્વામી બન્યો ત્યારે તે તેના શરીરનો ગમે ત્યારે અને ગમે તેવી રીતે ઉપયોગ કરી શકે છે.

એક નોકરનો શેઠ માલિક બન્યો એટલે તેના શરીરનો સ્વામી જ નહિ બલ્કે તેના વિચારો પર પણ સ્વામીત્વ ધરાવી શકે છે.

એક રાજા પોતાને સ્વામી માની પોતાની પ્રજા પર ગમે તેમ વર્તી શકે છે.

એક પશુનો સ્વામી તેની પાસેથી ગમે તેવી રીતે કામ લઈ શકે છે. તેને મારી શકે, પજવી પણ શકે છે. કારણ કે તે પોતે એમ માને છે કે હું તેનો માલિક છું. આવી રીતે ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં એક નાની વાતથી માંડીને મોટી વાત સુધી મનુષ્ય પોતાનીજ માનવજાત પર ગમે તે જુલ્મો ગુજારી શકે છે તેમ આપણે જોઈએ છીએ. તે માત્ર માલિક ભાવના પ્રતાપે. એના સેવાશબ્દની વિકૃતિથીજ.

**સેવાનું મૂળ સ્વરૂપ**

વાસ્તવિક રીતે તો સેવા એ એક પ્રકારનો વિનિમયજ છે. મનુષ્ય સમાજમાં તેની ઉત્પત્તિ કેવા સંયોગોમાં અને કેવી રીતે થઈ છે તે આપણે આગળ વિચારી ગયા છીએ. આખો મનુષ્ય સમાજ પ્રથમ એક કુટુમ્બરૂપેજ હતો, અને જેમ એક નાના કુટુમ્બમાં પણ વ્યવહારમાં સરળતા જાળવવા માટે પ્રત્યેક વ્યક્તિઓની તેના માનસિક અને શારીરિક વિકાસ અને શક્તિ પ્રમાણે ભિન્નાભિન્ન કાર્યમાં યોજના થાય છે તેજ દૃષ્ટિબિન્દુથી આ માનવસમાજમાં પણ વ્યવસ્થા પ્રમાણે કાર્યની વહેંચણી થઈ હતી.

સમૂહ રૂપે એ વ્યવસ્થા ચાર વિભાગમાં વહેંચાયેલી હતી, અને તે ચાર વિભાગોમાંજ આખી માનવજાતિને ઉપયોગી બધાં તત્ત્વોની આવશ્યકતા પૂરી પડી જતી.

**તે સમયે**

મનુષ્યસમાજ માટે ખાસ આવશ્યક તત્ત્વ સંસ્કારિતા હતું. કારણ કે મનુષ્યસમાજમાં ઇતર પ્રાણી કરતાં એક વિશિષ્ટ તત્ત્વ હોય છે કે જેને આપણે માનસિક શક્તિ તરીકે ઓળખીએ છીએ. જ્ઞાનવિકાસની આ એક એવી સાધકશક્તિ છે કે જે શક્તિદ્વારા મનુષ્ય

## વિકાસખંડ

### ૩

અમરપંથે પ્રગતિ કરી શકે છે. આ બધી શક્તિનો દુરુપયોગ ન થાય કારણ કે દુરુપયોગ થવાથી જે દ્વારા વિકાસ સાધવાનો હોય છે તે દ્વારાજ ઘણીવાર અધઃપતન થાય છે. જે આપણે આજ પ્રકરણ પરથી આગળ જોઇ શકીશું. તે અધઃપતનથી બચાવવા સારુ સંસ્કારિતાની આવશ્યકતા અનિવાર્ય છે.

### સંસ્કારિતાનું મૂળ

સંસ્કારિતાનું મૂળ સતશિક્ષણ અને સંયમ છે. પ્રજાવર્ગમાંથી એક એવો વર્ગ નીકળ્યો કે જેણે આ કાર્ય ઉપાડી લીધું. તે ગુણ પ્રમાણે બ્રાહ્મણ ગણાયો. એક વર્ગે કૃષિજીવન, વ્યાપાર હુન્નર અને ભિન્ન ભિન્ન શરીરોપયોગી સેવા બજાવવાનું સ્વીકાર્યું, અને તે વૈશ્ય તરીકે ગણાયા. પ્રજાવર્ગને સંકટમાંથી બચાવવાને માટે જે વર્ગે સેવાનું કાર્ય ઉપાડી લીધું તે ક્ષત્રિય કહેવાયા અને એક વર્ગ એવો પણ ઉભો થયો કે જેણે ત્રણે સમાજની અવશિષ્ટ સેવા ઉપાડી લીધી તે શૂદ્ર ગણાયા. આ બધાં પરસ્પરનાં કાર્યો એ પારસ્પરિક સેવાજ છે અને આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે તે સેવા વિનિમયરૂપજ છે.

### ભેદ ભાવના

એક માનસિક સેવા બજાવે છે, એક વ્યવહારિક સેવા બજાવે છે અને એક શારીરિક સેવા બજાવે છે. આ બધાયે સેવકો જ છે. આમાં સ્વામી કોણ છે તે સમજાતુંજ નથી. જો કોઇ એમ કહેતા હોય કે અમે માનસિક સેવા બજાવીએ છીએ એટલે અમને સ્વામીપણાનો હક છે. તો તે વાત યથાર્થ નથી કારણ કે એકલી માનસિક કે એકલી શારીરિક સેવાથી જીવનવ્યવહાર કદી ચાલી શકશે નહિ.

દાખલા તરીકે આપણે આપણી પોતાની શરીરરચના જોઇએ. શરીરના ઘણાં અંગો છે તેમાં આપણે કોને સ્વામી અને કોને સેવક કહી શકીશું ? ધારો કે કોઈ મસ્તિષ્કને સ્વામી માનવાની હિમ્મત કરે, પણ આપણે તે જોઈ શકીએ છીએ કે હોજરી કાર્ય ન કરે તો

તેની પોતાની દશા કેવી કફોડી થઈ જાય ! તેજ રીતે આખા શરીરના સંબંધમાં છે. તેમાં એક પગથી માંડીને માથા સુધીનાં બધાં અંગો-પાંગો એક સરખાં ઉપયોગી છે. તેમાંનું એક પણ નકામું નથી તેમ નીચ ઊંચ પણ નથી. આ રીતે આખો પ્રાણીસમાજ એક બીજાનો સ્વયંસેવક છે. કોઈપણ સ્વામી નથી. હા, એક વસ્તુ છે કે જો તે એવી દુનિયામાં વસતો હોય કે જ્યાં રહેવાથી ઇહલોકના કોઈ પણ પ્રાણીસમાજની સેવા વિના તે પોતાનું જીવન ટકાવી રાખતો હોય. તો તે પોતાને સ્વામી કહેવડાવી શકે.

પરંતુ તેવું તો કયાંય દેખાતું નથી તો પછી એક સેવક બીજા સેવકને સેવક કેમ કહી શકે ? કારણ કે તે બન્ને પોતપોતાના ક્ષેત્રમાં એકજ માનવજાતિનાં બે અંગો છે, અને તે બન્ને ભાઈઓ છે.

એક બાળક પુખ્ત થતાં સુધી માતા, પિતા, કુટુમ્બ વગેરેની સેવા લઈ ને જીવે છે અને આગળ વધે છે છતાં તે માબાપને સ્વામી ગણતો હોય એવું આપણે કયાંય જોઈ શકીશું નહિ ઉલ્ટું તે માબા-પને પોતાનાં ઉપકારક ગણે છે અને પુખ્ત થતાં તેમની સેવા બજા-વવાની વખતે પણ તે કર્તવ્યભાવના માને છે. એ બે વચ્ચે કોઈ અંગને સ્વામી કે સેવક જેવું લાગતું નથી. જે રીતે કુટુમ્બનું તેજ રીતે સમાજનું અને તેજ રીતે રાષ્ટ્રનું પણ હોવું જોઈએ. જ્યારે કર્તવ્યભાવના આવે છે ત્યારે રાષ્ટ્રના કોઈપણ બીજા અંગને ઊંચ નીચ ન ગણી શકાય. પરંતુ જ્યારથી તારતમ્યતાની ભાવના આવી ત્યારથી આ ભેદો પડી ગયા છે.

અને જ્યારથી સ્વામીત્વ આવ્યું છે ત્યારથી સાથે સાથે સ્વાર્થાદિ દોષોથી કલુષિત થયેલા જીવાત્મામાં અહંકાર સત્તા અને વિલાસાદિ દુર્ગુણો પણ વધ્યા છે.

સત્તાવાદના જમાનામાં મુડીવાદ અને બુદ્ધિવાદનો તિરસ્કાર તેવી જ રીતે મુડીવાદના જમાનામાં બુદ્ધિવાદનો તિરસ્કાર અને બુદ્ધિવાદના જમાનામાં એ બન્નેનો તિરસ્કાર. એ રેંટયાં આજ સુધીના ઇતિહાસમાં આપણે જોઈએ છીએ. તેનું કારણ પણ તેજ છે

માનવ સમાજ, માનવ સમાજ વચ્ચે લડી તેનો તિરસ્કાર કરે, કૂતરા, બિલાડાંથી તેને નીચ ગણે, તેને અડકવામાં પણ અધર્મ માને, આ ન્યાય કયાંનો ? આવી પરિસ્થિતિનું ભાન કરાવનાર વર્ગને પણ સમાજદ્રોહી કે ધર્મદ્રોહીનાં વિશેષણોથી વધાવી લેવામાં આવે એ બધી પાશવિક ભાવનાઓ સમાજમાનસમાં રગેરગ ઘુસી જવાનો મૂળ ઇતિહાસ આ ગુલામી અને માલિકીના સંસ્કારમાંથી જન્મ્યો હોય એમ સ્વીકારવાને બહુ પ્રબળ કારણો આપણી સામે દેખાવ દે છે.

## ગુલામી માનસ

આજે ભારતમાં જાતિ જાતિ વચ્ચેના અને ધર્મ ધર્મ વચ્ચેના ભેદોની સંખ્યાનો પાર પામી શકાય તેવું રહ્યું નથી. હિન્દુ સમાજનો મોટો વર્ગ કે જે સમાજ સેવાનું મુખ્ય કામ કરી રહ્યો છે, જેની સેવા વિના આપણે બહુ કફોડી સ્થિતિમાં મૂકાઇ જઇએ છીએ તેમ જાણવા અને સમજવા છતાં આપણે તેને અસ્પૃશ્ય ગણીએ છીએ, તેને અવગણીએ છીએ. આપણા જેવાં જ તે મનુષ્ય હોવા છતાં, તેની સેવા લેવા છતાં મનુષ્ય જીવનના વિકાસ માટે જે જે ઉપયોગી સાધનો અને શરીરને લગતી આવશ્યક ચીજોથી આપણે તેને વંચિત રાખીએ છીએ. આ બધા સંસ્કારો પ્રાચીન છે. માલિક અને ગુલામ વચ્ચેનાં માનસનો જ આ નમૂનો છે. જો કે વર્તમાન સમાજ તેને માટે ખૂબ જવાબદાર છે એટલું જ નહિ બલ્કે માનવતાની દૃષ્ટિએ તેણે આવી માનસવૃત્તિને દૂર કરવાનો પુરુષાર્થ પણ કરવો ઘટે છે પરંતુ સ્વામીત્વની ભાવના તેમાં કેટલે અંશે જવાબદાર છે ? તેનો પાકો ખ્યાલ લાવવા માટે પૂર્વકાળનું ચિત્ર અવલોકવાથી તેની વાસ્તવિકતા ઠીક સમજાશે.

## માલિકીની ભાવના

પ્રાચીનકાળમાં આ માલિકીની ભાવના હોવીજ ન જોઇએ જે જે ક્ષેત્રમાં જે જે મનુષ્યો વસતા હોય તે તે પોતાના પુરુષાર્થથી

પોતાને ઉપયોગી પદાર્થો ઉત્પન્ન કરી લે કે મેળવી લે. આ વિશ્વતો કામધેનુ ગાય છે. તેમાંથી જ્યારે જ્યારે જે જે વસ્તુની ખાસ આવશ્યકતા ઉત્પન્ન થાય ત્યારે તેમાંથી જરૂરિયાત પૂરતું મેળવી શકાય, અને એમ જ્યારે જોઇતું હોય ત્યારે મળી શકતું હોય તો સંગ્રહવૃત્તિની ભાવના ન થાય એ સ્વાભાવિક છે. આજે પણ હવા અને જળ જો પ્રમાણ પૂરતાં મળી રહે છે તો તેને સંગ્રહ કરવાની ભાવના કોઇને યે થતી નથી. જંગલમાં રહેનારાં ઘણાયે મનુષ્યો આજે એવા મળે છે કે જે પદાર્થનો સંગ્રહ કરી રાખતા નથી કે મૃત્યુ પછવાડે વારસો પણ મૂકી જતા નથી.

## સંગ્રહ બુદ્ધિનાં કારણો

વસ્તુ થોડી હોય અને તેના ઉપભોગ કરનારા અધિક હોય તે સંગ્રહબુદ્ધિ જાગે અથવા જરૂરિયાતો વધે તો સંગ્રહ વૃત્તિ જાગે જરૂરિયાતો વધારવી એટલે વૃત્તિને છૂટી મૂકવી. તેનું પરિણામ વિલાસ અને જે વસ્તુપર આખા સમાજનો હક છે તેને વ્યક્તિગત બનાવવી એનું નામ સ્વાર્થ. આ સ્વાર્થ અને વિલાસ સ્વામીત્વની ખુમારીથી જન્મ્યાં હો કે સ્વાર્થ અને વિલાસથી સ્વામીત્વની સત્તા અજમાવાઈ હોય તે ઇતિહાસ સંબંધી કશું ચોક્કસ કહી શકાય નહિ પરંતુ એટલું તો ચોક્કસ છે કે વ્યક્તિગત માલિકીનો પ્રારંભ આવા જ સંયોગોમાં થવા પામ્યો છે.

મનુષ્યમાત્રને પોતાના જીવનને આવશ્યક તત્ત્વો ભોગવવાનો અવશ્ય અધિકાર છે અને હોઇ શકે. પરંતુ તે માલિકીરૂપે હોય તો એક માણસની પાસે સડી જાય તેટલા પદાર્થો અધિક પડ્યા હોય અને એક માણસ પદાર્થને અભાવે મરી જતો હોય, આ વસ્તુ કોઇપણ સંયોગોમાં ઇષ્ટ નથી અને અયુક્ત પણ છે.

સૌથી પ્રાચીન કાળમાં કે ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા કાળમાં કદાચ વ્યક્તિગત માલિકીને અવકાશ હતો એમ કોઇ કહેતું હોય અને તે

સ્તુ ઘડીભર માની લઇએ તો પણ રાષ્ટ્રનો મોટો વર્ગ ખોરાક વિના ૧રફડતો હોય એવી સ્થિતિ તો તે કાળમાં નજ હોવી જોઇએ.

તેમ થવાનું કારણ પણ રાષ્ટ્રનું નેતૃત્વ જેના કરમાં સોંપાયેલું હતું તે વર્ગજ જ્યારે સ્વાર્થ અને અતિ વિલાસમાં પડયો ત્યારથી જ આ સંગ્રહ ભાવનાએ વિરાટ સ્વરૂપ પકડયું હોય તેમ લાગે છે. આથી પરિણામ ધીમે ધીમે એવું આવતું ગયું કે એક વર્ગ પોતાની શારીરિક કે માનસિક શક્તિથી વધુ વધુ મેળવતો ગયો અને તેનો સંગ્રહ કરતો ગયો.

હમેશાં આખા રાષ્ટ્રમાં આવી જાતનો શક્તિશાળી વર્ગ તો ગણ્યો ગાંઠયો જ હોય છે. જ્યારે તે ગણ્યાગાંઠયા વર્ગ પાસે સમ્પત્તિ વધતી ચાલી તેમ તેમ તેની સત્તાશાહીએ પણ ઉગ્ર સ્વરૂપ પકડયું. તેની માલિકીની ચીજ ગણાઈ જવાથી બીજી પ્રજા વસ્તુ હોવા છતાં તેનો ઉપયોગ કરી ન શકે અને કરે તો તે ચોરી ગણાય. બીજાં બધાં સુખ સગવડનાં સાધનો તો એક બાજુ રહ્યાં પરંતુ આવી પરિસ્થિતિમાં તેને જીવનનિર્વાહ માટે તો કંઇક મળવું જોઇએ ને ?

આખો ક્ષત્રિય વર્ગ જે જમીન તેને રક્ષવા માટે મળેલી તે જમીનનો સુદ્ધાં માલિક થઈ પડયો. આવી રીતે જેના હાથમાં રક્ષણ હતું તેણે જ પોતાનું કર્તવ્ય ચૂકી રક્ષણને બદલે અપહરણ કર્યું. અહીં સત્તાનો આ ઉપયોગ થયો ત્યારે બીજી બાજુ વ્યાપારનું ક્ષેત્ર જેના હાથમાં હતું તેણે દ્રવ્યાર્જન કરવા માંડયું. આથી બુદ્ધિ અને સત્તા એ બન્નેથી વંચિત પ્રજાવર્ગનો જે મોટો સમૂહ બાકી હતો તે તેમણે પોતાનું જીવન ટકાવવા માટે આ રીતે ફરજિયાત સેવા, જેને બીજા શબ્દોમાં ગુલામી જ કહી શકાય તે સ્વીકારી લીધી.

सर्वे गुणाः कांचनमाश्रयन्ते એવાં એવાં સૂત્રો રચાયાં અને અનુસરાયાં પણ ખરાં.

આ પરિસ્થિતિએ પ્રજાના માનસપર એવી અસર ઉપજાવી કાઢી કે માનવવર્ગ સંગ્રહભાવનાથી ખૂબ રંગાઇ ગયો. આવા પ્રસંગે માધ્યમિક યુગના ધર્મક્રાન્તિકારોએ આ સંગ્રહભાવના લોકમાનસમાંથી દૂર કરવા માટે ખૂબ ક્રાન્તિ મચાવી. અપરિગ્રહ અને સંયમી ભાવનાનો પ્રચાર કર્યો. પરંતુ સંગ્રહભાવનાના સંસ્કારો સાવ નાબૂદ થાય એવી પરિસ્થિતિ ન હતી. તેથી જ પરોપકાર અને દાન એ બન્ને અંગોની ગૃહસ્થજીવનમાં વ્યાપકતા બહુ અંશે થઈ ગઈ, અને તે ધર્મના અંગો તરીકે ગણાયાં. આ પ્રણાલિકા આજ સુધી ભિન્નભિન્ન ક્ષેત્રોમાં વિકસતી ચાલી આવે છે.

પરંતુ આથી માલિકીની ભાવના નિર્મૂળ ન જ થઈ. એ સંસ્કારોનાં મૂળ તો બહુ જ ઊંડાં જતાં ગયાં.

એ મુડીવાદના સંસ્કારો આજ સુધી ચાલ્યા આવે છે અને પ્રજા પૈકી મોટા વર્ગનું માનસ ગુલામી મનોદશાથી પણ રંગાઇ ગયું છે. બીજી બાજુથી દરેક સ્થળે વિલાસ ખૂબ વધ્યો છે, વ્યસનો વધ્યાં છે. એટલે એ ગુલામીનો અંત આવી શકે તેવી સ્થિતિ રહી નથી. સ્વાભિમાનની લાગણી ક્વચિત જ દેખાય છે. અને કર્તવ્યભાવના પણ બહોળે અંશે નષ્ટ થતી ચાલી છે.

ઉપાય

મુડીવાદનો નાશ એ આ પરિસ્થિતિને ઉકેલવાનો ઉપાય નથી. એ વિચારો પણ અસ્થાને છે, અને તે માર્ગ પણ ખોટો છે. કારણ કે આજ આ દેશની પ્રજાના માનસપર એવી તો સંગ્રહભાવનાની ખોટી છાપ પડી ગઇ છે કે આજના મુડીવાળાઓ ન હોય તોપણ મુડીવાદ તો રહેવાનો જ છે.

માટે રાષ્ટ્રિય બેકારી ઉકેલવાનો સૌથી પ્રથમ ઉપાય સમાજ સમાજ વચ્ચેનું અને જાતિ જાતિ વચ્ચેનું સંગઠન કરવું એ છે. એ એક જાતિ અને એક એક સમાજ સંગઠિત બનશે તો તે માંહોમાંહેના પ્રયત્નથી પોતપોતાના અંગને આ રીતે મદદગાર થઈ પડશે, અને

એમ થવાથી આખા રાષ્ટ્રની ક્રમપૂર્વક વ્યવસ્થા થતી જશે. બીજી બાજુથી એ પ્રશ્નને ઉકેલવા માટે વ્યવહારુ પ્રવૃત્તિઓ પણ હાથ ધરવાની આવશ્યકતા છે. વસ્તુતઃ કોમ કોમ વચ્ચેના પારસ્પરિક ભેદો અને વિલાસવૃત્તિ આ બે વસ્તુ જ આ પ્રશ્નને ઉગ્ર સ્વરૂપ આપે છે. તેથી તે બન્નેનો પહેલી જ તકે ઉકેલ લાવવો જોઇએ.

સ્વામીત્વ અને સેવકત્વના અંગે જે ભેદો પડી ગયા છે તેનું કારણ તો આપણે પ્રથમ જ તપાસી ગયા. આજે સ્વામી અને સેવક મટી એ બન્ને પોતાના હૃદયમાં સેવકભાવ લાવે તે આજે ભલે શક્ય ન દેખાતું હોય પરંતુ નોકર શેઠ પ્રત્યે; અમલદાર નીચેના માણસો પ્રતિ અને તે માણસો તેમના પ્રતિ એમ પરસ્પર સામાજિક, વ્યવહારિક, રાજકિય કે કોઇપણ તેવા ક્ષેત્રમાં માત્ર આટલું જ વિચારે કે "નીચેનો માણસ પોતાની જાત જેવો જ એક મનુષ્ય છે. તે બુદ્ધિથી, શક્તિથી કે ધનથી ભલે હીન હોય છતાં બહારની બધી શક્તિઓનો પરાજય કરે તેવું એક દિવ્ય તત્ત્વ તેમનામાં ભર્યું છે. તેમાં એક અખંડ જ્યોતિનું ચિરાગ સળગ્યા કરે છે. આજે ભલે તેની જ્યોતિ આવરણથી રોકાઇ ગઈ હોય કે ગુપ્ત રીતે ઢંકાઈ ગઇ હોય; એની અવગણના હું કદીએ નહિ કરૂં. તેના અંતઃકરણને નહિ દુભવું. કારણ કે તેમ કરવામાં મારી જાતને પણ ખૂબ જોખમ છે. વળી એ પણ યાદ રાખીશ કે પ્રારબ્ધના રંગોની સ્થિતિ પલટયા કરે છે. સદા સર્વદા સ્વામીત્વ અને સત્તા ટકી શકતાં નથી. એમ વિચારી રખે તેનો દુરુપયોગ થાય તેની સંભાળ રાખીશ અને સાથે સાથે એ પણ વિચારીશ કે નોકર, સેવક કે ગુલામના કાર્યનો જ માત્ર હું માલિક છું. તેમના શરીરનો, મનનો કે આત્માનો નહિ. આથી કોઇપણ કાર્ય સોંપતાં પહેલાં એમની શક્તિ અને સંયોગોનો વિવેક કરીશ.

### સેવકનું કર્તવ્ય

જે રીતે સ્વામીએ ઉપરની વસ્તુ વિચારીને વર્તવાનું છે તે જ રીતે સેવકે પણ ખાસ કરીને નૈતિક જીવન પર લક્ષ્ય આપવું ઘટે.

પોતાના માલિકનું ઇરાદાપૂર્વક નુકશાન કરવું, આળસવૃત્તિ રાખવી, પોતાનાં કર્તવ્યોમાં બેદરકાર બનવું એ બધાં સેવકનાં દૂષણો છે. તેજ રીતે પોતાના માલિકને વહાલા થવા માટે માનવતાને ન છાજે તેવાં કાર્યો કરવાં કે અનૈતિક જીવન ચલાવવું એ બધાં પણ માલિક તે નોકર બન્નેનાં હિતને હાનિ પહોંચાડે તેવા દુર્ગુણો છે. તેથી આ બધા દુર્ગુણોથી છૂટી જઇ માત્ર કાર્યપરાયણ રહેવું તેમાં તે બન્ને પાત્રનું હિત છે.

આજે મિલમાલિક અને મજૂર, શેઠ અને નોકર, ઉપરી અધિકારી અને તેની નીચેનો અધિકારી ઇત્યાદિ ક્ષેત્રોમાં એક બીજા પાસેથી સતત કાર્ય લેવાનું હોવા છતાં પરસ્પરનો જે અવિશ્વાસ વ્યાપી રહેલો છે, તે ખૂબ અક્ષમ્ય છે. એક માની રહ્યો છે કે શરીર ચૂસી ચૂસીને કાર્ય લેવું અને બદલામાં બહુ ઓછું આપવું, ત્યારે બીજો એમ ઇચ્છી રહ્યો છે કે શ્રમ ઓછો કરવો અને અધિક ફળ લેવું. આ પરિસ્થિતિનો અંત લાવવા માટે પણ બન્ને પાત્રોએ પોતપોતાની ફરજ સમજતાં થઇ જવું એ જ માર્ગ દમનનીતિ કે પ્રત્યાઘાત કરવાના માર્ગ કરતાં અધિક શ્રેયસ્કર અને કાર્યકારી છે તે સૌથી પ્રથમ ચિંતવી લેવું જોઇએ.

# અર્થોપાર્જન

૧

ગૃહસ્થજીવનમાં પગરણ માંડતાંજ સૌથી પહેલો પ્રશ્ન અર્થોપાર્જનનો ઉપસ્થિત થાય છે. જે યુવાન આ પ્રશ્નને વિચાર્યા વગર અથવા સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો અર્થોપાર્જન કરી શકવા જેટલી યોગ્યતા પામ્યા વિના પ્રવેશે છે તેનું ગૃહિધર્મમાં પ્રવેશવું કે તેવા યુવાનને ગૃહિધર્મમાં પ્રવેશાવવું એ અતિ જોખમ ભરેલું કાર્ય છે.

કેટલાક મનુષ્યો અર્થોપાર્જનમાં પાપ છે તેવો એકાંત ખ્યાલ બાંધી લે છે. તે ખ્યાલ ભ્રામ્યમૂલક છે. જીવનમાં પળે પળે અર્થોપાર્જનની આવશ્યકતા છે. હું તો માનું છું કે તાત્ત્વિક રીતે તપાસતાં આ વિશ્વમાં કોઈપણ પ્રાણી અર્થોપાર્જન વિના ટકી શકેજ નહિ અને આથી જો જીવનની આવશ્યકતા છે તો અર્થોપાર્જનની આવશ્યકતા પણ અનિવાર્ય હોવી ઘટે.

## અર્થોપાર્જન એટલે શું ?

અર્થોપાર્જન એટલે ઉપયોગી સામગ્રી મેળવવી. મનુષ્યને દેહ, ઇન્દ્રિયો અને મન એ બધું હોવાથી તેને ટકાવવા અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેની પાસે કામ લેવા માટે ઉપયોગી પદાર્થો મેળવી આપવા તેનું નામ અર્થોપાર્જન.

શાસ્ત્રીય પરિભાષામાં પુરુષાર્થ શબ્દ આવે છે તે પુરુષાર્થનું પ્રાથમિક સ્વરૂપ પણ આ છે.

આ પરથી જે જે જીવાત્માઓને દેહાદિ સાધનોની પ્રાપ્તિ છે તે તે સૌને માટે પદાર્થોપાર્જનની આવસ્યકતા છે, હતી અને રહેવાની.

## અર્થોપાજનની સીમા

પ્રાચીન કાળમાં અર્થોપાર્જનની સીમા મર્યાદિત હતી. અને આવશ્યકતાઓ હળવી હોવાથી કેવળ અર્થોપાર્જન પાછળ જીવન ન હતું પરંતુ જીવન માટે અર્થોપાર્જન હતું આથી ધર્માર્થમર્જયેત્ ધર્મને માટે અર્થોપાર્જન હોવાં જોઇએ. તે સૂત્ર પ્રજાજીવનમાં અક્ષરશઃ ફલિત થતું હતું.

ધર્મોપદેશકોએ વિકાસમાર્ગનાં ચાર સાધનો-ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સંકલનામાં અર્થનું સ્થાન ધર્મ પછી છે. તેમાં ગંભીર રહસ્ય રહેલું છે કે જે આપણે આગળ વિચારીશું. અહીં તો એટલું જ કહેવાનું છે કે આવી રીતે અર્થોપાર્જન પ્રવૃત્તિ હળવી હોવાથી મનુષ્યને અર્થોપાર્જનની પાછળ સમયનો ભોગ બહુ અલ્પ આપવો પડતો અને અવશેષ સમયમાં-તે અર્થોપાર્જનનો ઉપભોગ અને ઉપયુક્ત સાધનોથી જીવનવિકાસ સાધવાની ક્રિયાઓને પણ અવકાશ આપી શકતો હતો.

તે કાળમાં એમ પણ હતું કે બાલ, વૃદ્ધ અને રોગી એ ત્રણને છોડીને એક સરખી રીતે બધી વ્યક્તિઓ સ્વાવલંબી રીતે એટલે કે પોતપોતાનું પદાર્થોપાર્જન કરીને નિર્વાહ ચલાવતી હતી. તેથી ભવિષ્ય માટે અર્થોપાર્જનની ચિંતાનું કશું કારણ નહોતું. પરંતુ જ્યારથી રાષ્ટ્રવ્યવસ્થા માટે સમાજો નિયત કરવામાં આવ્યા ત્યારથી વ્યવસ્થા તરફ પ્રજાનું લક્ષ્ય વધુ ખેંચાવા લાગ્યું અને કુટુમ્બવ્યવસ્થા પણ વ્યવસ્થિત રીતે નિયત થઇ.

કુટુમ્બના ભિન્નભિન્ન માણસો ભિન્નભિન્ન કાર્યોમાં યોજાય તો પ્રત્યેક કાર્યમાં વધુ સરલતા થાય એ રીતે ભિન્નભિન્ન કાર્યોમાં

ભિન્નભિન્ન વ્યકિતઓ નિયુકત થઇ. આ વ્યવસ્થા હેતુપુરઃસર સ્થાપિત થઇ. તે સમય જ એવો હતો કે અર્થસંગ્રહ સંબંધની બાબુ દીર્ઘકાળની લાંબી લાંબી વિચારણાને અવકાશ આપવાનું કારણ ન હતું. કારણ કે સ્ત્રી અને પુરુષો બન્ને વિદ્યા, સંસ્કૃતિ અને કળાનાં એક સરખાં વાહક હતાં અને અર્થોપાર્જનમાં પ્રવૃત્ત રહેવું તેવી માનવી માત્રમાં વૃત્તિ વ્યાપક હતી. કોઇને બેસી રહેવાનું અને કોઇને અધિક કાર્ય કરવાનું હતું જ નહિ. આ કાળમાં તેવી વ્યવસ્થા રહી નથી અને એક મોટા કુટુમ્બની પાછળ કેટલીક વખત એક જ વ્યકિતપર પદાર્થોપાર્જનનું જબ્બર કાર્ય સોંપાયેલું હોય છે. તેથી જ અર્થોપાર્જન એટલે ધનપ્રાપ્તિ; અને ક્રમશઃ ધનસંગ્રહમાં આજે તે શબ્દ પ્રાયઃ રૂઢ થઇ ગયો છે. તે અર્થોપાર્જનની વિકૃતિ સુચવે છે અને તે વિકૃતિ થવાનું કારણ અર્થોપાર્જનના હેતુની અણસમજ છે.

### અર્થોપાર્જનનો હેતુ

शरीरमाद्यं खलु धर्मसाधनम् એટલે કે શરીર એ ખરેખર ધર્મનું પ્રાથમિક સાધન છે. મહાપુરુષોએ જીવન વિકાસ માટે નિશ્ચિત કરેલા ધર્મતત્ત્વનો મુખ્ય સ્તંભ શરીર છે. સારાંશ કે શરીર એ જીવનવિકાસનું સૌથી આવશ્યક અંગ છે. પણ સ્પષ્ટ રીતે સમજવા માગીએ તો એમ પણ કહી શકીએ કે શરીર એ મશીન છે અને મશીનમાં જેમ કોલસા, તેલ કે વિજળી જેવાં કોઈ પણ સાધનોની તેને કાયમ ચલાવવા માટે આવશ્યકતા અનિવાર્ય છે તે જ રીતે શરીરને પણ હવા, પાણી અને ખોરાકની આવશ્યકતા છે. ઉપરાંત તે શરીરને વાતાવરણની અતિ ટંડી, અતિ ગરમી વગેરે ન અસર કરે તે સારુ ગૃહાદિ સ્થાન અને વસ્ત્રાદિના પરિધાનની પણ આવશ્યકતા છે. સારાંશ કે શરીરસ્વાસ્થ્ય માટે ખાસ આવશ્યકતા પૂરતાં સાધનો કે પદાર્થોને મેળવી લેવા પડે છે. પછી તે પદાર્થો કોઇપણ જાતના વિનિમયથી પ્રાપ્ત થાય કે દ્રવ્ય દ્વારા પ્રાપ્ત થાય. જેવો સમય અને સમાજની અનુકૂળતા તે પરત્વે આ ધોરણ અવલંબિત રહે છે.

આટલું સમજ્યા પછી જે અર્થોપાર્જનનાં કાર્યમાં યોજાશે તે અર્થોપાર્જનનાં રહસ્યને સમજશે પછી તે પદાર્થો મેળવે કે દ્રવ્ય મેળવે તેની સાથે કશો સંબંધ નથી.

આજે પદાર્થ વિનિમય કરતાં રોકડ નાણાની લેવડદેવડનો રિવાજ પ્રત્યેક રાષ્ટ્રમાં વ્યાપક છે. એટલે જ આજે પદાર્થોપાર્જન દ્રવ્યોપાર્જનમાં પલટો પામ્યું છે. પરંતુ તેમ છતાં દ્રવ્યોપાર્જનનો હેતુ તો પદાર્થોપાર્જન જ છે. પદાર્થોપાર્જન નહિ હોય તો દ્રવ્યોપાર્જન નિરર્થક નીવડે છે. દાખલા તરીકે કરોડો રૂપિયાની સંપત્તિ સાથે વેરાન રણમાં ભૂખ અને તરસથી પીડાતા મનુષ્યની પીડા અન્ન અને પાણી વગેરે પદાર્થો દ્વારા શાન્ત થઇ શકે છે. તે જો ન હોય તો તેને જીવાડવાને માટે સંપત્તિ કાર્યકારી નથી. સુવર્ણ, ચાંદી, માણેક, મોતી વગેરેનો કોઇએ સીધો ઉપયોગ કર્યો હોય એવું કદી જાણવામાં આવ્યું નથી અને તે અનુભવગમ્ય પણ નથી. આ પરથી અર્થોપાર્જનનો હેતુ શો અને શા માટે તે સાવ સ્પષ્ટ થઇ જાય છે.

### ભ્રાન્તિ અથવા ધ્યેય શૂન્યતા

આજે જીવનોપયોગી સામગ્રી મેળવવા માટે દ્રવ્યોપાર્જન હોવું જોઇએ તે હેતુ લગભગ ભૂલાયો છે. તેથી દ્રવ્યોપાર્જન એ જીવનપુરુષાર્થનું સર્વવ્યાપી ધ્યેય અને સર્વાંગ બની ગયું છે. માનવી પ્રકૃતિમાં રહેલા તૃષ્ણા, લોભ, વાસના, સંગ્રહબુદ્ધિ ઇત્યાદિ દોષો પણ આ સ્થિતિ થવામાં કારણભૂત હશે ખરા. પરંતુ તે બધા કરતાં એક અતિ મહત્ત્વનું કારણ તો વિવેકશક્તિની શૂન્યતા જ તરી આવે છે.

આ વિવેકશૂન્યતા અંધ અનુકરણથી, રૂઢ પરંપરાથી, માબાપના સંસ્કારોથી અને આસપાસના વાતાવરણથી લગભગ ઉતરી આવી હોય છે. કોઇ મનુષ્ય આને અતિશયોક્તિ માની ન લે તે ખાતર અહીં એક શ્રીમંતને સાદામાં સાદો પ્રશ્ન કરીએ કે તમો દ્રવ્યોપાર્જન શા સારુ કરો છો ? તો તે કહેશે કે 'સુખ મેળવવા માટે.'

પરંતુ આ ઉત્તર તેમનો પોતાનો વિચારેલો નથી, પોતાનો અનુભવેલો નથી. તે માત્ર બીજાઓ કહે છે માટે જ એમ કહે છે. કારણ કે તેના જીવનમાં પળે પળે ચિંતા, ખેદ, કષ્ટ ઇત્યાદિ સ્પષ્ટ દેખાય છે. પણ સુખનું નિરીક્ષણ તો થવા પામતું નથી. આ હું ધાર્મિક દ્રષ્ટિએ કે વૈરાગ્યની દ્રષ્ટિએ એટલે કે શરીર વિનશ્વર છે, દ્રવ્યાદિ જલતરંગ જેવાં ચંચલ છે માટે સુખ નથી એમ કહેવા નથી માગતો. વળી તે દુઃખ સંપત્તિની અલ્પતાનું કે બીજાં તેવાં કારણોથી છે એમ પણ નથી કહેવા માગતો. આવી સાધનસંપન્ન સ્થિતિમાં પણ દુઃખનો અનુભવ થાય છે તેનું કારણ બીજા કોઇ પણ પ્રકારની ન્યૂનતા નથી. પણ વિચારોની ન્યૂનતા એજ તે દુઃખનું મૂળ છે એમ કહેવા માગું છું. એ વિચાર શૂન્યતાના નમૂનાઓ આજના વ્યવસાયી જીવનમાં ઘણા સાંપડી શકે તેમ છે.

બીજી બાબતો હમણાં જતી કરીએ તોપણ મનુષ્યને એટલો તો ખ્યાલ હોવોજ ઘટે કે સાધનો મેળવ્યા પછી તેની વ્યવસ્થા બરાબર કરવી જોઇએ.

### વ્યવસ્થાના વિભાગો

સતપુરુષાર્થથી મનુષ્યે પ્રાપ્ત કરેલ પદાર્થો કે દ્રવ્યોની વ્યવસ્થા ત્રણ વિભાગોમાં વિભક્ત થાય છે.

(૧) વ્યક્તિગત જીવન માટે.

(૨) કૌટુંબિક જીવન માટે અને,

(૩) સામાજિક કે રાષ્ટ્રિય જીવન માટે.

વ્યક્તિગત જીવનમાં શારીરિક સ્વાસ્થ્ય જાળવવા સારૂ પદાર્થનો ઉપયોગ કરી શકાય. જો આ ધ્યેય બરાબર કાયમ રહે તો તે વ્યક્તિએ શરીર ધર્મ બજાવ્યો ગણાય.

કૌટુમ્બિક ઉપયોગિતાને પહોંચી વળવા તે મેળવેલામાંથી નિઃસ્વાર્થ રીતે ભાગ આપવો તે કુટુમ્બ કર્તવ્ય ગણાય. અને તે મળેલા દ્રવ્યનો

સામાજિક અને રાષ્ટ્રિય ઉન્નતિ માટે ઉપયોગ થાય ત્યારે તેણે સમ ધર્મ કે રાષ્ટ્રધર્મ બજાવ્યો ગણાય.

અહીં એમ ન માનવું જોઇએ કે માત્ર દ્રવ્યાદિ આપીને રહેવાથી આ ધર્મની રક્ષા થઇ શકે પણ તે આપણે અન્ય પ્રકરણ આગળ વિચારીશું. અહીં માત્ર વ્યક્તિગત દ્રષ્ટિએ તપાસીએ.

મનુષ્ય આજે પુરુષાર્થમાં આગળ વધ્યો છે. માનવસમાજ બુદ્ધિ આજે વિદ્યા, કળા અને વિજ્ઞાનમાં વિકસી છે. અને વિકસતી જાય છે. અને તેથી દ્રવ્યોપાર્જનની યોજનાઓ મનુષ્યને ભેજે ભેજે વિચારાય છે. અને પ્રયત્નોના પ્રમાણમાં બુદ્ધિમાન ગણાતા વર્ગમાં દ્રવ્યપ્રાપ્તિ પણ સારા પ્રમાણમાં થયે જાય છે. એમ છતાંયે આજે માનવસમાજ દ્રવ્યોપાર્જન પાછળ એટલો તો લીન થયો છે કે દ્રવ્યો પાર્જન શા માટે? તેનો વિચાર કરવાની સુદ્ધાં તેને ફુરસદ રહી નથી.

આ વિચારશૂન્યતાથી ભારતવર્ષમાં પરિણામ એ આવ્યું છે કે દ્રવ્યપ્રાપ્તિ આગળ પદાર્થપ્રાપ્તિનું ધ્યેય સાવ ગૌણ બન્યું છે. જીવનનાં આવશ્યક તત્ત્વો અન્ન વસ્ત્ર ઈત્યાદિની ઉત્પત્તિનો વિચાર ભાગ્યે જ સેવાય છે. બીજી બાજુથી આવશ્યકતાઓ વધી છે એટલે દેશનું ઉત્પન્ન અલ્પ થવાથી વિદેશી વસ્તુઓની આયાત મોટા પ્રમાણમાં થતી જાય છે. આથી શ્રમજીવી પ્રજાને બધી પ્રજા કરતાં વિશેષ શોષવું પડે છે. આનું પણ મુખ્ય કારણ વિચારશૂન્યતાજ લાગે છે, એ બધું ઘડીભર ભૂલી જઇ માત્ર વ્યક્તિગત ઉપભોગની દ્રષ્ટિએ વિચારીએ તો પણ સાધનો વધ્યાં છે પણ તેની ઉપભોગતા ક્યાં છે?

## ઉપભોગનું સુખ

એક પક્ષ એવો છે કે જે દુન્યવી પદાર્થોમાંથી રસવૃત્તિની તૃપ્તિ માટે અથવા તો જીવનને રસમય બનાવવા માટે ઉપભોગ્ય સામગ્રીની

અતિ આવશ્યકતા માને છે, અને ઉપભોગ્ય સામગ્રી જેટલા પ્રમાણમાં વિશેષ તેટલા પ્રમાણમાં રસત્વાધિક્યની અનુભૂતિ અતિ પ્રમાણમાં થતી જાય એમ તે માને છે.

ગમે તે વિદ્યા, કળા, કે વિજ્ઞાન દ્વારા સાધનો વિશેષ મેળવવાં અને તેનો ઉપભોગ લેવો એવી માન્યતા એકાંત અને ભ્રાન્તિમૂલક છે. કારણ કે જીવન માટે ઉપભોગ છે, ઉપભોગ માટે જીવન નથી. વળી ઉપભોગનો એકાંત સિદ્ધાંત સ્વીકારનારા વર્ગનું કાર્યક્ષેત્ર ઘણીવાર એટલું બધું વધી જાય છે કે પછી તેને મેળવેલાનો ઉપભોગ કરવાનો સમય તો ભાગ્યેજ રહે છે.

ભારતવર્ષમાં તો આ વસ્તુ તુંડે તુંડે સાંપડે છે. ચોવીસ કલાક ધંધાની ધમાલમાં જુતી રહેલું શરીર કે જેને એ વખત ભોજન પણ સ્થિરતા પૂર્વક મળતું નથી. ત્યાં બીજી વાતતો શી કરવી ! આવી રીતે ચોવીસે કલાક ચિંતાની ચાલુ ભઠ્ઠીમાં સળગી રહેલા મનુષ્યને માટે પદાર્થનો ઉપભોગ અને રસપ્રાપ્તિ વગેરેની વાતો કરવી કે સમજાવવી એ કેટલું બધું ઉપહાસજનક છે! તે શબ્દોમાં કહેવા કરતાં સમજવામાં વધારે ઠીક પડશે.

આવી જાતના મનુષ્ય માટે તો દ્રવ્ય મેળવવા માટે વ્યવહારિક ક્ષેત્ર એટલું બધું વિશાળ થઇ ગયું છે કે હવે તો તેઓ એમ પણ કહેતા શીખી ગયા છે કે ધંધા આડે અમોને મરવાની સુદ્ધાં ફુરસદ નથી. મૃત્યુ આવે તો પણ તેને ના કહેવી પડે.' આ શબ્દો કેવળ મૂર્ખના ભરેલા છે છતાંય આજે એ ગુંચવારો એટલો બધો ગહન થઇ પડ્યો છે કે તેનો ઉકેલ સહેજે આવી શકે તેમ નથી.

જાતે મેળવેલા પદાર્થોનો મનુષ્ય પોતે પણ ઉપભોગ ન કરી શકે, જેમને તે પદાર્થો લભ્ય ન હોય તે પાત્રનાં આપીને ન શકે, તન અને મનની ખુવારી કરી જીંદગીની બરબાદી કરે અને જીંદગી

દ્રવ્ય મેળવવાની લાલસામાં વ્યાકુળ રહ્યા કરે તો આથી તેને (પોતાને) અને પરને બીજું વધુ નુકશાન શું હોઇ શકે ? આ હાનિ અટકાવવા માટે, મેળવેલા પદાર્થોનો ઉપભોગ લેવા માટે અને જીવનને રસમય બનાવવા માટે મનુષ્ય માત્ર પોતાના વ્યવસાયમાંથી આ પ્રશ્નો વિચારવા જેટલો અવકાશ તો જરૂર લેવો જોઇએ.

## રસવૃતિની પ્રાપ્તિ

રસમય જીવન બનાવવા માટે પદાર્થની આવશ્યકતા વધાર્યે જવી એ કંઇ સુખનો રાજમાર્ગ ન ગણાય કારણ કે જ્યાં સુધી આખાયે વિશ્વને દ્રષ્ટિ સમક્ષ રાખ્યા વિના આવશ્યકતાઓ વિચારવામાં ન આવે ત્યાં સુધી એ સાધનોના ઉપભોગમાં ક્ષોભ રહ્યાજ કરવાનો. કદાચ વ્યકિતગત, સમાજગત, કે એક દેશગત આમ થવું શકય થઇ પડે ખરું. પરંતુ વિશ્વ દ્રષ્ટિએ વિચારતાં તો આવશ્યકતા વધારવાને બદલે ઘટાડવામાંજ શાન્તિનો રાજમાર્ગ હોઇ શકે. આવશ્યકતા ઘટાડવાથી ઇતર જનોને ખૂબ લાભ મળે અને પદાર્થોને અભાવે માનવ-સંસ્કૃતિને ન છાજે તેવાં કૃત્યોનો પણ અંત આવતો જાય.

વળી આવશ્યકતાઓ વધારવાથીજ રસસંવેદન થાય છે. એવું કશું નથી. રસનો પ્રાદુર્ભાવ જીવનની સંસ્કારિતા ઉપર હોય છે. સંસ્કારી મનુષ્ય પહાડોની ખીણુમાં ભટકતાં અને સૂકો રોટલો ખાતાં પણ રસાનુભવ કરી શકે છે. જ્યારે બીજી બાજુએ સંપત્તિ, અધિકાર એ બધાં સાધનો હોવા છતાં બીજી વ્યકિત ખેદનોજ અનુભવ કરી શકે છે. આ વિશ્વમાં આ જે વિભિન્નતા દેખાય છે તે કેવળ હૃદયની શુદ્ધિ અને અશુદ્ધિ કે સંસ્કારિતા અને વિકારતા પર નિર્ભર છે.

## અર્થોપાર્જનમાં વિકાર

ગૃહસ્થના અર્થોપાર્જનનો ઉપભોગ કેવળ સ્વાર્થ દ્રષ્ટિએ ન હોવો ઘટે. કારણ કે गृहस्थाश्रम जैसो धर्म न भूतो न भविष्यति તેની ચરિતાર્થતા હોવી જોઇએ.

ગૃહસ્થનું પદાર્થોપાર્જન કેવળ વ્યક્તિગત ઉપભોગ થઇ જાય તો તે અતિ મૂઢ સ્વાર્થ અને મહાપરિગ્રહ તરીકે ગણાવું જોઇએ.

જે જીવાત્માઓની આવી પ્રવૃતિ હોય છે તેઓને જૈનદર્શન બહુ ક્ષુદ્ર માને છે અને એવી એકાંત સ્વાર્થ પ્રવૃત્તિ તે તે સમર્થ જીવાત્માઓને હલકી ગતિમાં નાખી દે છે એમ પણ કહે છે. એટલે જ વ્યક્તિગત ગૃહસ્થાશ્રમમાં સમાજ, રાષ્ટ્ર અને વિશ્વને પણ સ્થાન છે, જે આતિથ્યસન્માન, દાન, પરોપકાર, સેવા વગેરે વગેરે ઉચ્ચ ગુણોની આરાધના અને તેને લગતા પુરુષાર્થ કરવાથી ફલિત થઇ શકે છે.

એ પ્રમાણે વ્યકિતગત આવશ્યકતાઓ હળવી કરવાથી અને પોતાની બહારનું ઔદાર્યક્ષેત્ર વિસ્તારવાથી જે રસનો જીવનમાં અનુભવ થાય તેજ સાચું રસમય અને સુખમય જીવન ગણી શકાય.

આજે અર્થોપાર્જનની સીમા રહી નથી. તેનું કારણ એ છે કે પ્રજાવર્ગમાં આજે સંગ્રહબુદ્ધિનો વિકાસ થયો છે. જો ધન મેળવ્યું હશે તો ભવિષ્યમાં વૃદ્ધવયે કામ આવશે, કુટુમ્બને કામ આવશે અને મૃત્યુ પછી બાળકોને સુખરૂપ થશે. આવી જાતની ભાવનાઓ જ સંગ્રહબુદ્ધિનું કારણ છે, અને જ્યારે કુટુમ્બમાં એક જ માણસ કમાનાર હોય અને સમાજ કે રાષ્ટ્ર તરફથી પ્રજાની સંકટમય સ્થિતિમાં તેને આધાર આપવાની કોઇ વ્યવસ્થા ન હોય તો આવી પરિસ્થિતિ હોવી કંઇ અસ્વાભાવિક નથી. આ પરિસ્થિતિ એ સંગ્રહબુદ્ધિનું પ્રથમ કારણ છે.

સંગ્રહવૃત્તિનું બીજું કારણ ઉપભોગની કલ્પના છે. કલ્પના એટલા માટે કહેવી પડે છે કે આપણે ઉપર કહી ગયા તેમ પદાર્થનો ઉપભોગ મનુષ્ય ધારે છે તેમ કરી શકતો નથી. આજે તો સંગ્રહવૃત્તિએ એવું કહોર સ્વરૂપ ધારણ કર્યું છે કે પ્રજાવર્ગનો મોટો ભાગ કેવળ સંગ્રહ કર્યા કરે છે. ત્યારે બીજો વર્ગ સાવ બેકારી ભોગવે છે. આમાં એક

પણ વર્ગ સુખી નથી. પહેલો વર્ગ નવું મેળવવું, જૂનાનું રક્ષણ કર એવી ધમાલમાં જ સમય પસાર કરે છે, જ્યારે બીજો વર્ગ પ્રયત્ન કરવા છતાં બેકારી હોવાથી શાન્તિનો અનુભવ કરી શકતો નથી પહેલો વર્ગ આળસ, ચિંતા, કૌટુમ્બિક ઝઘડા, કૃત્રિમ વિલાસ અને શારીરિક કે માનસિક બિમારી વગેરે વગેરે દર્દોથી પીડાય છે ત્યારે બીજો વર્ગ ક્વચિત્ ક્ષુધાથી તો ક્વચિત્ સામાજિક રૂઢિઓને લીધે આર્થિક વિટંબનાને ન પહોંચી વળવાથી ચિંતામાં જીવન વ્યતિત કરે છે. સારાંશ કે બેઉના જીવનમાં રોગ છે, એકને અધિક ખાવાથી અજીર્ણ થાય છે ત્યારે બીજાને ખાવાનું ન મળવાથી ભૂખે ટળવળવું પડે છે. જો અર્થસંગ્રહની આટલી વિકૃતિ ન થઈ હોત તો આજે આવી વિભિન્નતા પ્રજાવર્ગમાં ન જ દેખાત.

રશિયામાં આજે પ્રજાજીવનની વિટંબનાના બધા પ્રશ્નો સમસ્ત રાષ્ટ્રસંસ્થા દ્વારા ઉકેલાય છે એટલે જ અર્થસંગ્રહની ભાવના ત્યાં વ્યક્તિગત દ્રષ્ટિએ રહેવા પામતી નથી. વિધવા, અપંગ, રોગી વૃદ્ધ અને બાલકનું સુંદર રીતે પાલનપોષણ તથા બાળશિક્ષણ ઉપરાંત લગ્નવ્યવસ્થા જેવાં સામાજિક કાર્યો પણ એ જ સંસ્થાએ હાથ ધર્યાં છે. જે દેશમાં આવી વ્યવસ્થા હોય તે રાષ્ટ્રની પ્રજામાં અર્થસંગ્રહની ભાવના ન હોય તે સ્વાભાવિક છે. અર્થસંગ્રહની ભાવના ન હોવા છતાં માનવી પ્રકૃતિગત તૃષ્ણા, લાલચ એવા એવા દોષો સાવ નષ્ટ થવા એ કદાચ શક્ય ન હોય તોપણ આ પદ્ધતિથી અર્થસંગ્રહના સ્થૂળ સ્વરૂપમાં અવશ્ય પલટો થાય છે એમ માન્યા વગર રહી શકાશે નહિ. અને તેથી પ્રજાવર્ગની બેકારીનો પ્રશ્ન પણ બહુ સહેલાઈથી પતી જાય છે.

આ પરિસ્થિતિ ભારતને માટે શક્ય છે કે કેમ તે પ્રશ્ન આ ગ્રંથને છેડવાનો આ પુસ્તકમાં અવકાશ નથી. અહીં તો વ્યાપક સ્થિતિમાં જેટલો સુધારો શક્ય છે તે પૂરતું જ કહેવાનું છે.

## અર્થસંગ્રહની ભાવના

માટે અર્થસંગ્રહની ભાવનાના ધ્યેયને સમજવા પ્રયત્ન કરવો જોઇએ. એટલે કે કરેલો અને કરાતો અર્થસંગ્રહ કોને માટે ? અને તેની આવશ્યકતા છે કે કેમ તેટલું મનુષ્યે ખ્યાલમાં રાખવું જોઇએ. પુત્રોનું જે હિત ઇચ્છતા હો તો તે હિતદ્રષ્ટિએ અર્થસંગ્રહની ભાવના ઘણીવાર હાનિરૂપે પરિણમે છે. તેનાં પરિણામનો ખ્યાલ કરી તેના માટે અર્થસંગ્રહના વારસાને બદલે સંસ્કારિતા અને ઉચ્ચ શિક્ષણ આપવાનું લક્ષ્ય રાખવું જોઇએ. સારાંશ કે સંતતિ માટેના અર્થસંગ્રહની ભાવના ઉપયુક્ત નથી તે વાત વિચારો !

હા, હિન્દુ કોમમાં પાછળ રહેલી વિધવા બાઇનો વિચાર કરવાનો રહે છે, અને કદાચ પોતાની વૃદ્ધ વયે સ્વતંત્ર રીતે ધનાર્જનની તાકાત ન હોવાથી તે પરિસ્થિતિ વિચારવાનું પણ રહે છે. આ બે પ્રશ્નો ભારતવર્ષની ઉચ્ચ અને મધ્યમ એમ બે કોમ માટે બીજી કોઇ વ્યવસ્થા ન થાય ત્યાં સુધી રહેવાના. અને તે દ્રષ્ટિબિન્દુથી તે પ્રમાણ પૂરતો અર્થસંગ્રહ પણ રહેવાનો. આવી સ્થિતિમાં તેટલો અર્થસંગ્રહ હોય તે ક્ષમ્ય ગણાવો જોઇએ. જો કે પ્રાચીન કાળમાં પુખ્ત વય થવા પછી નિવૃત્ત થવાની જ પ્રણાલિકા હતી. ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થાશ્રમની યોજના હતી. વાનપ્રસ્થાશ્રમી જીવનમાં બહુ સંયમી રીતે રહી પ્રજાવર્ગ પર ઉપકાર બુદ્ધિએ સત્કર્મો કરવાનું રહેતું. આજે તે પ્રણાલિકા નથી. અને જીવનની છેલ્લી પળ સુધી મનુષ્ય દ્રવ્યોપાર્જનની ધમાલમાં સળગતો સળગતો છેવટ ચિતામાં ખાખ થઇ જાય છે. આ કંઇ ઓછા ખેદનો વિષય નથી. માનવ જેવા સંસ્કારી જીવનનો આ રીતે કરુણ અંત આવે એ ન પૂરી શકાય તેવી ખોટ છે.

આમ થવાનું કારણ તો આપણે પહેલાં તપાસી ગયા છીએ અને ફરી ફરી કહીએ છીએ કે અર્થસંગ્રહના ધ્યેયનું નાવ ફેરવ્યા

સિવાય આ દર્દનો બીજો કશો ઉપાય નથી. અર્થોપાર્જનની આદર્શ મીમાંસા કર્યા પછી એ અર્થોપાર્જન શી રીતે કરવું અને અર્થોપાર્જનમાં નૈતિક જીવનને સ્થાન છે કે કેમ? એ બે મહત્ત્વના પ્રશ્નો વિચારવાના રહે છે.

## અર્થોપાજન શી રીતે કરવું?

અર્થોપાર્જન માટે આજની નીતિરીતિ જરાયે વ્યવસ્થિત નથી. કૃષિ, વાણિજ્ય અને નોકરી એ ત્રણ અર્થોપાર્જનનાં મુખ્ય અંગો ગણાય છે. આગળના વખતમાં કહેવત હતી કે—

'ઉત્તમ ખેતી મધ્યમ વ્યાપાર અને કનિષ્ઠ ચાકરી.'

કારણ કે કૃષિ એટલે પદાર્થોત્પત્તિનું સ્થાન. જીવનમાં સૌથી પ્રથમ જરૂરિયાત તો પદાર્થોની છે. એટલે તે દ્રષ્ટિએ કૃષિ ઉત્તમ ગણાય તે સ્વાભાવિક છે. આજ રીતે ત્યાર પછીની આવશ્યકતા બીજા વ્યવહારની રહે માટે તે વ્યાપારને મધ્યમ સ્થાન આપ્યું, અને નોકરી એ પારતંત્ર્ય દશા છે એટલે તેને કનિષ્ઠ સ્થાન આપ્યું હોય તે ન્યાય સંગત છે.

આજે વિદેશ સાથે સંબંધ વધી જવાથી દ્રવ્ય હોય તો પદાર્થોની ઉત્પત્તિ વિના પણ દ્રવ્યદ્વારા પદાર્થો લભ્ય થાય છે એટલે કૃષિનું સ્થાન પલટાયું. વ્યાપાર પણ રાજકીય સંસ્થાના દોર નીચે આવવાથી વિકૃત એટલે કે દલાલી જેવો થઇ ગયો. અને દ્રવ્યોપાર્જનની વૃત્તિથી ઉચ્ચ શિક્ષણ પામીને પણ વ્યવહારી જીવનના સંકટો જોઇને દૂરથી જ ડરી ડરીને પ્રજાનો મોટો વર્ગ નોકરીજીવનને પસંદ કરી જીવન ગુજારવા લાગ્યો.

જીવનપારતંત્ર્યનાં આ બધાં મુખ્ય કારણો છે. કયા વ્યાપારના અવલંબનથી જીવન વહન કરવું એ આજે ગંભીર પ્રશ્ન થઇ પડ્યો છે. કૃષિજીવન, વાણિજ્યજીવન અને નોકરી એટલે કે સેવકજીવન

આજે અનેકવિધ સુધારણા માગે છે. આવા દુઃખદ પ્રસંગે એટલું જ કહી શકાય કે જે ધંધાથી ભૂખ્યાને અન્ન મળે, પોતાનું પોષણ હોય અને જૈનપરિભાષામાં જેને મહારંભ કહેવામાં આવે છે એટલે કે પોતાના સ્વાર્થ માટે સૂક્ષ્મ કે સ્થૂળ અનેક પ્રાણીઓને પ્રત્યક્ષ કે પરોક્ષ હાનિ ન પહોંચતી હોય તેવો તે ધંધો હોવો જોઇએ પછી તે ધંધો વિદ્યાવિષયક, કળાવિષયક, વિજ્ઞાનવિષયક કે ગમે તે પ્રકારનો હો.

આ વિષયમાં વિવેક જાળવવાની વધુ આવશ્યકતા છે. ઘણા ઉદ્યોગો અને વ્યાપાર એવા હોય છે કે જેમાં દેખીતી રીતે કોઇને હિંસા કે હાનિ પહોંચે છે તેવું ન દેખાતું હોય છતાં પરોક્ષ રીતે તો તેમાં ઘણી જ હાનિ થતી હોય છે.

ભારતવર્ષમાં અહિંસાને નામે કેટલીક રૂઢિઓ પણ એવી જડ ઘાલી બેઠી છે કે તે સંસ્કારોથી મનુષ્ય આવા ઊંડા વિચારો કે વિવેક કરી શકતો નથી. એક ઝવેરાતનો વ્યાપાર કરનાર વ્યાપારી તે પદાર્થની ઉત્પત્તિનો ખ્યાલ કરવા બેસશે નહિ. એક રેશમનો વ્યાપાર કરનારો કેટલા જીવોની હિંસાથી એ પદાર્થ ઉત્પન્ન થાય છે તેની ચિંતા કરશે નહિ. એક ચાહનો વ્યાપારી કેવા સંયોગોમાં એ વસ્તુ ઉત્પન્ન થાય છે તેનો વિવેક કરવાનો અવકાશ લેશે નહિ. તે તો માત્ર વર્તમાન પરિસ્થિતિને જોશે. વળી ખેતી અને અનાજના વ્યાપારમાં પાપ છે, આમાં નથી એમ માનીને ઉલટો ગૌરવ લેતો ફરી, કારણ કે પૂર્વ ઇતિહાસની તેને ખબર નથી અથવા ખબર હોય તો તે તરફ બેદરકાર છે. આવાં તો ઘણુંયે દૃષ્ટાંતો હોય.

જૈનદર્શનમાં જૈન શ્રાવકો માટે યાન્ત્રિક રાક્ષસી સાધનોથી ઉત્પન્ન થતાં કે ચાલતાં પદાર્થોની કેવળ અહિંસક દૃષ્ટિએ નહિ પરંતુ માનવ જેવી ઉપયોગી જાતિની રક્ષા કરવા અને રાષ્ટ્રના અધઃપતનને અટકાવવા મના કરેલી છે. આ વાત કહેવાના જૈનો પણ ભૂલી જાય છે-ગયા છે કે ભૂલી જવાની તૈયારી કરે છે. આ સ્થળે

એ બધા વ્યાપારો છોડી દેવા એમ કહેવાનો આશય નથી. માત્ર બધામાં વિવેક પુરઃસર જાણવા સમજવાનો અવકાશ છે એટલું પ્રસ્તુત કથનમાં તાત્પર્ય છે. પોતાના ચાલી આવેલા ધંધાને મનુ ભલે છોડી ન શકે, પરંતુ તે ધંધાની ઉપયોગિતા માત્ર વ્યક્તિ દ્રષ્ટિએ ન વિચારતાં સામાજિક અને રાષ્ટ્રીય દ્રષ્ટિએ પણ વિચા વાની આવશ્યક્તા છે એટલું સમજતો થઈ જાય તોયે બસ છે.

કોઇ આ સ્થળે એમ પ્રશ્ન કરે કે, 'વળી વ્યક્તિગત ધંધામ સામાજિક ઉપયોગિતા કે હિત વિચારવાનો અવકાશ શા માટે હોવે જોઇએ ? અને કદાચ હોય તો પણ તેવી ઊંડી વિચારણા સૌ કોઇ માટે થવી શક્ય છે ? અથવા સૌ કોઇ તેમ વર્તી શકે ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે જો વ્યક્તિ, સમાજ અને દેશ સાથે સંકળાયેલી છે તો તેણે ત્યાં સુધી માત્ર પોતાના વ્યાપારનેજ નહિ બલ્કે પોતાના આખાયે જીવનકાર્યનો સામાજિક અને રાષ્ટ્રીય દ્રષ્ટિએ વિચાર કરવો જોઇએ, અને તે તેની ખાસ ફરજ છે. સૌ કોઇ માટે આ શક્ય છે એટલું જ નહિ બલ્કે અનિવાર્ય આચરણીય પણ છે. આ દ્રષ્ટિબિન્દુ જે ધંધાનો માલિક નથી વિચારતો તે રાષ્ટ્ર અને સમાજને ઘણીવાર નુકશાન પહોંચાડે છે. અને એ હાનિનો તીક્ષ્ણ તણખો તેની વ્યક્તિગત શીતલતાને પણ હરકત પહોંચાડયા સિવાય રહેતો નથી.

આથી એક કલાકાર વ્યક્તિગત સ્વાર્થ માટે પ્રજાજીવનને ખરી અસર કરે તેવી કળાની વિકૃતિ ન જ કરી શકે. એક વ્યાપારી પ્રજાજીવનને નુકશાન પહોંચાડે તેવો માલ ન જ વેચી શકે. એક માલિક નોકરનું વિચાર સ્વાતંત્ર્ય ન જ ઝુંટવી શકે. આવી રીતે પ્રજાનાં દરેક અંગોને વ્યક્તિગત ગમે તેટલો લાભ હોય તો પણ સામુદાયિક દ્રષ્ટિએ વિચારનાં તેણે જતો કરવો જોઇએ. એવી વ્યવ- સ્થા તો ઘણા દેશોમાં કાનૂનરૂપ હોય છે. જે દેશમાં તેવી વ્ય-

સ્યા ન હોય તે દેશની શિષ્ટ વ્યક્તિઓએ આ વાતને તો સમજી જ લેવી જોઇએ.

## અર્થોપાર્જનની વ્યવસ્થા

અર્થોપાર્જન જેવી મહત્ત્વની વસ્તુ તરફ ભારતવર્ષ આજની પરિસ્થિતિ જોતાં બેદરકાર હોય તેમ સ્પષ્ટ જણાય છે. અર્થોપાર્જનની વ્યવસ્થામાં એટલી તો છિન્નભિન્નતા છે કે તેનો કશે પાર આવે તેમ નથી. આ છિન્નભિન્નતાનું કારણ વર્તમાન શિક્ષણ પ્રણાલિકાનો દોષ પણ હોઇ શકે. કારણ કે જે પ્રજાને ભાષા શિક્ષણ સિવાય વ્યવહારિક શિક્ષણ કે ઔદ્યોગિક શિક્ષણ અલ્પ મળતું હોય ત્યાં આવી છિન્નભિન્નતા થાય એ કંઇ અસ્વાભાવિક નથી.

એક વ્યાપારીએ કોઇ નવું કાર્ય શરૂ કર્યું કે તે એકની એક વસ્તુ પર જીવવા માટે અનેક તૈયાર થશે ઈર્ષ્યા કહો, હરિફાઈ કહો કે બીજી કાર્યદિશાની સુઝનો અભાવ કહો, પણ આ બધાં કારણો દુઃખપ્રદ છે. આખરે તે વ્યાપારની દશા પાયમાલ થાય છે અને એક જ વસ્તુમાં આવો બહોળો સમુદાય ભાગ પડાવનાર હોય ત્યાં હાનિ સિવાય બીજું પરિણામ પણ શું હોઇ શકે!

આજે આ પરિસ્થિતિ માત્ર વ્યાપારની નથી, પરંતુ નોકરીની પણ આ જ દશા છે. "એક મહેતાજી જોઇએ છે કે, એક કારકુન જોઇએ છે" એવી જાહેરખબર વાંચીને એક, બે, પાંચ નહિ પણ હજારો ઉમેદવારો તૈયાર થઇ જાય છે. સેંકડો અરજીઓ આવે છે અને કંઇક લાગવગ ધરાવનારાઓ તે જગ્યા મેળવવા ખુશામત પણ કરે છે. ઘણી વાર તો કેટલાક ધુતારાઓ આવી જાતની જાહેરખબર આપી "અરજી કરનારાએ આઠ આનાની ટિકિટ બીડવી" એવા પ્રપંચો કરીને સેંકડો રૂપિયા પણ કમાય છે. આ સ્થિતિ જોવા પાછી બેકારી છે એમ આપણે સામાન્ય રીતે કહીએ છીએ અને બીજી બાજુથી બી. એ; એમ. એ. અને તેથીએ કોલેજની ઉચ્ચ ડિગ્રીઓમાં

રગે રગે વ્યાપી ગઇ છે જો ધાર્મિક દ્રષ્ટિથી કોઇ તેની સામે દલીલ કરવા જાય તો ધર્મિષ્ઠ ગણાતો વ્યાપારી પણ એમજ કહીને ઉભો રહેશે કે ભાઈ આતો વ્યાપાર છે, ધર્મ નથી.'

આ રીતે ધંધો અને નીતિ એવા જીવનક્રિયાના બે વિભાગો પાડી નાખ્યા હોય છે.

વાસ્તવિક રીતે તો નીતિ એ જીવનનું વ્યાપક અંગ છે. જીવન ગમે તે ક્રિયામાં પ્રવૃત હોય છતાં આ ક્રિયાનો કર્તા બીજો અને તે ક્રિયાનો કર્તા બીજો એવા આત્માના બે વિભાગો કરી શકાય નહિ એ વસ્તુ જેમ સ્પષ્ટ સમજાય છે તેજ રીતે ધર્મ એ જીવન સાથે અવિભક્ત જડાયેલી વસ્તુ છે તેમ સમજી લેવું જોઈએ. અને તે રીતે નીતિ એ ધર્મનો પાયો હોવાથી જીવનની પ્રત્યેક ક્રિયાઓમાં તેનું મહત્ત્વ ભર્યું સ્થાન રહેવું જોઇએ.

કોઇ એમ કહે કે વ્યાપારમાં નીતિનું સ્થાન ન હોય તો તેથી નુકશાન શું? જો વ્યાપારમાં નીતિને સ્થાન ન હોય તો સંસ્કૃતિનું અધ:પતન થાય અને માનવી જીવનનો વિકાસ પણ ન સાધી શકાય છતાં તે બધી વાતોને ગૌણ કરીએ તો પણ દેખીતી રીતે વ્યાપારમાં કેટલું નુકશાન થાય છે તે પણ વિચારણીય વસ્તુ છે.

વ્યાપારમાં ઓછું વધુ કરવાથી વ્યાપારી વર્ગની પ્રજાવર્ગમાં બહુ હલકી છાપ પડે છે, કોઇ તેનો વિશ્વાસ કરતું નથી અને તેથી વ્યાપારની શાખ સુંદર રીતે જામતી નથી. આથી ધાર્મિક દ્રષ્ટિએજ માત્ર નહિ પરંતુ વ્યાપારની શાખ પ્રતિષ્ઠિત કરવાની ખાતર પણ નીતિની આવશ્યકતા છે.

વિદેશમાંથી આવતી હજારો લાખોની જોખમી ચીજ તપાસ્યા વિના તેને તે સ્થિતિમાં આપણે મૂકી દઇશું. ઔષધ, કાપડ કે તેવી કોઇપણ ચીજમાં માત્ર લેબલ જોઇને તે બરાબર છે એમ માની લઇશું. કંપનીઓ તરફથી સામાન્ય વસ્તુને પણ

ઘણીવાર તપાસીશું આનું કારણ શું? અહીંના બધા વેપારીઓ ચોર છે? ના તેવું કશું નથી. અહીંના વ્યાપારની શાખ તેવા પ્રકારની બંધાઇ ગઇ છે. તેથી તે ગરથા પ્રત્યે પ્રજામાં વિશ્વાસ રહ્યો નથી. એકાદ વ્યક્તિની નૈતિક ભૂલે પણ આખા સમૂહને આવી રીતે વેઠી લેવી પડે છે. તેનું અને નૈતિક જીવનની ખામી વ્યવહારમાં પણ કેટલું નુકશાન કરી મૂકે છે તેનું આ પ્રત્યક્ષ ઉદાહરણ છે. આ વસ્તુ અહીં જેવી રીતે વ્યાપારી વર્ગને સીધી રીતે લાગુ પડે છે તેવી રીતે દરેકને માટે સમજી લેવું. આથી એક અહિંસકને જેમ સુક્ષ્મ હિંસા પણ સાલે છે તેમ અસત્ય બોલવું, દગો કરવો, માનસિક ચોરી કરવી વગેરે પણ તેટલુંજ સાલવું જોઇએ.

આ આખા પ્રકરણનો સારાંશ એ છે કે (૧) અર્થોપાર્જનનો હેતુ આવશ્યકતા પૂરતા પદાર્થોને મેળવવાનો હોવો જોઇએ, દ્રવ્યસંગ્રહનો નહિ. અને દ્રવ્યસંગ્રહ પણ તે ખાતર અને તેટલા પૂરતો હોવો જોઈએ. મેળવેલા પદાર્થોનો ઉપયોગ પણ શરીરસ્વાસ્થ્ય, કુટુમ્બ-સ્વાસ્થ્ય અને સામાજિક સ્વાસ્થ્ય એ રીતે અપ્રકુચિતતા અને ઉપયોગિતાની દ્રષ્ટિ માટે હોવો જોઇએ. (૩) અર્થોપાર્જનનું ધ્યેય ન ચૂકાય તે માટે સ્થિર વિચારણા કરવી જોઈએ. (૪) અર્થોપાર્જન શુદ્ધ ધંધાથી કરવું જોઇએ, અને (૫) વ્યાપારમાં નીતિની સર્વવ્યાપકતા હોવી જોઇએ.

આ બધા મુદ્દાઓ ઉપરથી ફલિત એ થાય છે કે ગૃહસ્થજીવ-જીવનમાં અર્થોપાર્જન અનિવાર્ય છે છતાં તેનો ઉદ્દેશ ઉચ્ચ હોવાથી અને તેમાં પણ નીતિ, દાન, પરોપકાર અને આતિથ્ય—સન્માનદ્વારા માનસિક વિકાસને પૂર્ણ સ્થાન હોવાથી તે પ્રવૃત્તિને પાપ ગણી તે પ્રત્યે બેદરકાર ન રહેવાને બદલે તેની સંશુદ્ધિ વિચારી મનુષ્યે આગળ વધવું જોઇએ.

આકારમાં પુષ્પમાળા ન બને ત્યાં સુધી તે કંઠે પણ ન ધરાય અને તેનું સૌંદર્ય પણ ન દેખાય. એ મનોહર અને મૃદુ ફૂલડાં છૂટાં છૂટાં રહીને કરમાઇ જાય. આથી સંસારમાં સમાજ એ એક આવશ્યક અંગ છે એ સિદ્ધાંત નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે.

### સમાજ શુ કરી શકે ?

સમાજ એ વ્યક્તિજીવનના વિકાસનું સહાયક સાધન બની શકે. સમાજના અવલંબન દ્વારા વ્યક્તિ વિકાસના ક્ષેત્રમાં સરળતાથી વિહરી શકે. સમાજ એ એકત્રિત ચૈતન્યશક્તિ છે. રાષ્ટ્રોનાં ભવ્યનિર્માણ સમાજ દ્વારા જ થઈ શકે. વ્યક્તિ અને વિશ્વનો સંબંધ સમાજદ્વારા સહેલાઈથી સાંધી શકાય.

### સમાજનું નવચણતર

આવા સમાજચણતરના આપણે બે પાયા નક્કી કરીએ અને તેને સંસ્થા તરીકે ઓળખીએ. એક સંસ્થાના ક્ષેત્રમાં સંસ્કારિતા, નીતિ, અને એવાં એવાં તત્ત્વોનો પ્રચાર મુખ્યતયા હોય, અને બીજી સંસ્થામાં ગૃહસ્થજીવનના વ્યવહારુ પ્રશ્નોને ઉકેલતું કાર્યક્ષેત્ર હોય. આને સરળ શબ્દોમાં આપણે નૈતિક સંસ્થા અને સામાજિક સંસ્થા તરીકે ઓળખી શકીએ. આ સંસ્થા બે હોવા છતાં એ બન્ને એકબીજાનાં અંગ રૂપે હોય, એક બીજીથી કાર્યદિશા ભિન્ન હોવા છતાં ભેદગ્રસ્ત ન હોય.

### સંસ્થાનાં કાર્યક્ષેત્ર

સામાજિક સંસ્થાનું ધ્યેય ગૃહસ્થજીવનને રસમય અને સુખમય બનાવવાનું હોવાથી તેને માટે નીચેનાં કાર્યો આવશ્યક હોય. (૧) સમવ્યવસ્થાનું સંરક્ષણ, (૨) સામાજિક રૂઢિઓનો પરિહાર, અને (૩) ગૃહસ્થના વ્યક્તિગત જીવનની ત્રુટિઓની પૂર્તિ.

નૈતિક સંસ્થાનું ધ્યેય સમાજનાં અંગોને સત્વધર્મનું કે જે ધર્મ

દ્વારા મનુષ્યજીવનના અંતિમ ધ્યેય કર્મમુક્તિના માર્ગ તરફ વળે.] તરફ વાળવાનું હોવાથી તેને માટે નીચેનાં કાર્યો આવશ્યક હોય.

(૧) સમાજના નૈતિક અંશોનું સંરક્ષણ (૨) પતિત થતી કે થયેલી વ્યક્તિઓની શુદ્ધિ અને (૩) સમાજના દરેક અંગોનું સંગઠન.

આ સંસ્થાઓનાં કાર્યક્ષેત્રોની વિસ્તૃત આલોચના આપતાં પહેલાં સમાજમાં એ સુધારણાની આવશ્યક્તા છે કે કેમ ? તે તપાસી જોવા આજના સમાજપર દષ્ટિબિંદુ ઠેરવવું જોઇએ.

### સમાજની છિન્નભિન્નતા

આજના સમાજપર છિન્નભિન્નતાના કુહાડાઓ પડી રહ્યા છે. સમાજ સામે એક મહાન વિપ્લવનું મોજું ધસી આવે છે. સમાજનું ખોખું જર્જરિત થતું જાય છે. અરાજકતા અને સ્વચ્છંદતાના પ્રબળ વાયરાઓ વાઇ રહ્યા છે. તે વખતે સમાજ પોતાનું ધ્યેયબિન્દુ નક્કી નહિ કરી શકે, પોતાનું બંધારણ નહિ ઘડી શકે તો પતન સિવાય બીજો એકે માર્ગ નથી. આમાં માત્ર સમાજને જ નહિ પરંતુ તેનાં અંગરૂપ વ્યક્તિઓને અને ગૃહસ્થજીવનને પણ ખૂબ જ વેઠવું પડશે.

વ્યક્તિ, તેની સંતતિ તથા કુટુંબ સૌને સમાજના વાતાવરણમાં જ રહેવાનું હોય છે તેથી સમાજની અસર વ્યક્તિપર થાય છે. સમાજની સુંદરતામાં વ્યક્તિનું સૌંદર્ય જળવાય છે તેથી સમાજને અને અમોને શું ! અમે અમારૂં ફોડી લઇશું; એવી માન્યતા ખોટી છે અને તે પોતાના ઘરની ગંદકી આંગણામાં ફેંકી સ્વચ્છ થવાનું માની લેવાની મૂર્ખતા જેવી જ તે મૂર્ખતા છે. સમાજસુધાર તરફ વ્યક્તિ માત્રે દત્તચિત્ત રહેવું ઘટે.

આવા દુઃખદ પ્રસંગે સમાજની દુર્દશા શાથી થઇ ? તે વિચારવાનો કે પછી શું થશે તે જોવાનો સમય હવે રહ્યો નથી. આજે તો સમાજશરીરને જે જે ભાગ ઇજા કરી રહ્યો હોય તેને દૂર કરવાની

જાતિય વિવાહો, પ્રેમલગ્ન, મુક્ત સહચાર અને એવા એવા રૂપે થતા લગ્નસંબંધો સમાજને પડકાર કરે છે કે લગ્નઅંગની વ્યવસ્થાની નવરચના થવી જોઇએ.

## નિયમો

[૧] વિવાહિત જીવન સ્વીકારનારે ગમે તેવી જાતનું સ્વચ્છંદી જીવન ગુજારવું એ સમાજ અને વ્યક્તિ બન્ને માટે હાનિકારક છે. એટલે વિવાહિત જીવન જીવનારાઓને બંધનો તો હોવાં જ ઘટે પરંતુ તે બંધનો એવાં હોવાં જોઇએ કે જેમાં પુરુષ કે સ્ત્રી કોઈપણ અંગને અન્યાય ન થાય. વ્યક્તિઓનું વ્યક્તિત્વ પણ જળવાય અને જવાબદારીપૂર્વક તે દમ્પતી કલુષિત કે વિકારી નહિ પરંતુ અતિભક્ત અને પ્રેમી જીવન જીવી શકે.

[૨] ગૃહસ્થાશ્રમીનાં સુંદર ગાર્હસ્થ્યપર આખાયે સમાજની જીવનદોરી છે, એટલે તેમાં સુદ્રઢતા અને સંગીનતા લાવવી એ સમાજનું સૌથી પહેલું કાર્ય હોવું ઘટે.

[૩] લગ્નજીવન કલુષિત થાય તેવી ત્રુટિઓનો લગ્ન થતાં સુધી અવકાશ ન હોવો ઘટે. અર્થાત્ કે તે બન્ને પાત્રો વચ્ચે વય, પ્રકૃતિ અને યોગ્યતાનો સુમેળ હોય.

[૪] જો કે આ કાર્ય તેમના માતાપિતા કે વડીલોનું છે જ્યાંય તેની મુખ્ય જવાબદારી સમાજપર હોય. આમ કરવાથી ભૂલથી, સ્વાર્થથી કે અવિવેકથી તે પાત્રોને કે વડીલોને અન્યાય થતો અટકી જાય.

## સામાજિક રૂઢિઓનો પરિહાર

જો કે વ્યક્તિમન રૂઢિની અસર જ ધીમે ધીમે સમાજપર થતી જાય છે. અને એ રીતે રૂઢિઓના પ્રચારની ગુનેગારી વ્યક્તિને શિરે હોય છે. જ્યાંય તે રૂઢિઓ ચલાવી લેવામાં પણ સમાજની કંઇ ઓછી [illegible] કે તરફ રૂઢિઓને આપક ન થવા

દેવી તેવું આંદોલન રચવાનું અને બીજી તરફ સમાજમાં આજે ઘર ઘાલી બેસેલી રૂઢિઓ નાબૂદ કરવાનું આ સંસ્થાપર રહે. તે રૂઢિઓ વર્તમાનકાળે છે તેમ ઓછાવધુ પ્રમાણમાં પહેલાં પણ હતી. અનુકરણશીલ પ્રકૃતિવાળા માનવમાંથી તે છેક જ નાબૂદ થાય તે કઠિન પ્રશ્ન છે, છતાંય તે રૂઢિપરિહારનો આદર્શ ખોટો નથી.

રૂઢિ પોતે પહેલેથી કંઇ રૂઢિરૂપે હોતી નથી, પરંતુ એક ઉદ્દેશપૂર્વક આચરેલી કોઇ ક્રિયા હોય છે. આ ક્રિયાનો જ્યારે ઉદ્દેશ ભૂલી જવાય છે અને તે ક્રિયા ઘણી વાર બાધ્ય થતી હોય તોપણ પ્રથમ અમારા બાપાએ, વડીલોએ કે ફલાણાએ કર્યું હતું કે આચર્યું હતું માટે અમારે કરવું જોઇએ એમ કહી તેને ચલાવ્યે જવી એ જાતની જડાગ્રહ બુદ્ધિને રૂઢિ કહેવામાં આવે છે. પરિસ્થિતિ કે બલાબલનો કોઈપણ વિચાર કર્યા વગર અંધ અનુકરણથી ક્રિયા કરવી તેની ગણના પણ રૂઢિમાં થઇ શકે. આવી રૂઢિઓ વ્યક્તિગત જીવનમાં, સામાજિક જીવનમાં અને આધ્યાત્મિક જીવન સુદ્ધામાં હોય છે. આપણે અહીં તો સામાજિક રૂઢિઓ વિચારીશું.

### લગ્ન રૂઢિ

કન્યાવિક્રય, વરવિક્રય, બાળલગ્ન, વૃદ્ધવિવાહ, અણમેળલગ્ન, લગ્નનિમિત્તે શક્તિ ન પહોંચે છતાં મોટું ખર્ચ કરવું એ બધી લગ્ન રૂઢિઓ કહેવાય. ઘણી નાની મોટી કોમોમાં આવી રૂઢિઓ હોય છે. જો કે એમાંથી કેટલીક કારણસર પર નિર્ભાઈ હશે. પરંતુ આજના સમય, પરિસ્થિતિ અને સંયોગોને બાધક છે માટેજ તે રૂઢિ ગણાય અને તેનો પરિહાર અનિવાર્ય હોવો જોઇએ.

### મરણ રૂઢિ

જન્મમૃત્યુ પછી મૃત્યુભોજન કરવું જ જોઇએ એવી રૂઢિ ઘણા હિન્દુસમાજોમાં પ્રચલિત છે. આ રૂઢિનો પ્રાદુર્ભાવ તો શુભ આશયપૂર્વક થયેલો હોવો જોઇએ. જે કાળમાં દૂર દૂરનાં સગાંવહાલાંઓને

સાધનોના અભાવે વારંવાર મળવાનું શક્ય ન હતું, ત્યારે આવા આવા મોટા વરાઓ કરાતા અને તે સમગ્ર ભાઈ-ભાંડુ, કુટુમ્બ-સગાંવહાલાંઓ સૌનો સ્નેહમેળો જામતો. વળી દેહબંધારણ એવાં સુદ્દઢ હતાં કે મરણપ્રસંગો મોટી વયે અને અલ્પસંખ્યામાં બનતાં. આથી તે કાળ માટે તેની ઉપયોગિતા હશે અને આમ બનતું હશે તે વિષે કશું કહેવાતું નથી.

પરંતુ આજે તો એવાં સાધનો થઇ ગયાં છે કે સગાંવહાલાંઓને વારંવાર મળવાનું તો બનેજ. બીજી બાજુ આર્થિક પ્રકરણું કોકડું મધ્યમ વર્ગમાં તો ખૂબજ ગુંચવાયેલું પડ્યું છે. એટલે આવી પરિસ્થિતિમાં આ પ્રથા ફરજિયાત ન હોવી ઘટે. તણાઈને, ખેંચાઈને આવાં ખરચો કરવાં પડે એવી સમાજની જે પ્રણાલિકા છે તેનું નામ રૂઢિ.

આજ રીતે મૃત્યુપાછળ ફરજિયાત રૂદન, મોટી મોટી કાણો કાઢવી એ બધા વ્યવહારોમાં મરનારને કે રોનારને કશોય લાભ નથી ઉલટું નુકશાન છે. એમ જાણવા છતાં તેને પરંપરા પ્રમાણે આચર્યે જવું તેનું નામ પણ રૂઢિ.

આ બધી મરણ પાછળની રૂઢિઓ ખરી રીતે મરનારની પાછળ શોક કે રૂદનને બદલે સદ્ભાવના અને ધાર્મિક વૃત્તિના આંદોલનોને સગાંવહાલાંએ વિકસાવવાં ઘટે.

### અન્ય રૂઢિઓ

લગ્નરૂઢિ અને મરણરૂઢિઓ સિવાય સમાજમાં નાની મોટી બીજી ઘણી રૂઢિઓ છે. ઘુમટો કાઢવાની રૂઢિ ઘણા સમાજોમાં તો અતિમાત્રા રૂપે પરિણમી છે.

સ્ત્રી જાતિ પ્રત્યેના બાહ્યારી જુલ્મોનો વખત એ આ રૂઢિનું મૂળ નિમિત્ત છે. આજે તેવું કશું નથી છતાં લાગે છે વડી લાજી છે એમ લાજ્યા અને વિચારો કહે એ રૂઢિની જ બલિહારી છે. સ્ત્રી

જાતિ અને પુરુષજાતિ વચ્ચે જે કંઈ વાસ્તવિક મર્યાદા છે તે ભલે હોય, પરંતુ સ્ત્રી તિજોરીમાં રાખી મૂકવા જેવા રમકડા રૂપે તો નજ ગણાવી જોઇએ.

આજ રીતે ખાનપાન, પહેરવેશ અને રહનસહનમાં પણ દેખાદેખીથી ઘણી રૂઢિઓ પ્રવર્તે છે. ખાણામાં આટલી વસ્તુઓ તો હોવી જ જોઈએ પછી ભલે તેની આવશ્યકતા ન હોય; સમાન મંડળના માણસોમાં બેસનારે આવી જાતનાં કપડાંઓ તો પહેરવાં જ જોઈએ; આ બધી એક પ્રકારની રૂઢિઓજ છે. તેજ રીતે વ્યક્તિગત જીવનમાં પણ ચાહ, બીડી, સિગાર તમાકુ પીવાનાં કે સુંઘવાનાં વ્યસનો, હોટલની મુલાકાતનાં વ્યસનો, અમુક જાતની ટાપટીપ કરવાનાં વ્યસનો એ એક નવીન પ્રકારની રૂઢિજ છે.

કેટલાક કહેવાતા સુધારકોમાં એક એવી વિચિત્ર કુટેવ પડી ગઈ હોય છે કે સહજ બોજો ઊંચકતા કે પોતાનું જીવનોપયોગી કાર્ય કરતાં પોતાની સભ્યતા ચાલી જતી હોય તેમ તે માને છે આ પણ એક પ્રકારની કુરૂઢિ છે. આથી એટલી બધી પરાવલંબિતા આવે છે કે તેને લઈને ખૂબ સહવું પડે છે. આવા કુટેવથી છૂટીને ગમે તેવા સમય અને સંયોગોમાં સ્વાવલંબી રીતે કાર્ય કરી લેતાં શાખી લેવું જોઇએ.

ઉપયોગિતા, આવશ્યકતા અને લાભ એ દ્રષ્ટિબિન્દુઓથી વિચારીનેજ મનુષ્યે ક્રિયા કરવી જોઇએ. પરંતુ રૂઢિઓની વ્યાપકતા એટલી બધી હોય છે કે સમાજમાંથી સહસા તેને કાઢી નાખવી એ શક્ય નથી. તેથી સુધારક અને વિચારક ગણાતી વ્યક્તિએ પોતાના પ્રસંગે તેનો પરિહાર આદરી દેવો જોઇએ અને શા માટે પોતે તેનો ત્યાગ કરે છે તેના નિવેદનનો સમાજમાં પ્રચાર કરવો જોઈએ.

## ગૃહસ્થના વ્યક્તગત જીવનની ત્રુટિઓની પૂર્તિ

વ્યક્તિ એ સમાજનું ઉપયોગી અંગ છે. અને વ્યક્તિની અસર

સમાજને પહોંચે છે એ વાત આપણે વિચારી ગયા છીએ. એટલે આ સ્થળે એ કહેવાનું રહે છે કે વ્યક્તિગત જીવનની ખામીઓ દૂર કરવી એ સામાજિક સંસ્થાનું જ કાર્ય છે.

વ્યક્તિગત ત્રુટિઓ બે પ્રકારની હોય છે. (૧) સંસ્કારિતાની ત્રુટિ અને (૨) સાધનોની ત્રુટિ.

**સંસ્કારિતાનીત્રુટિ**

કોઇ ગૃહસ્થ વ્યક્તિ ખોટે માર્ગે ચાલી જતી હોય, કોઈ દમ્પતીનો સુમેળ ન હોય, કોઈ કુટુમ્બમાં સતત કલેશ રહેતો હોય, મારામારી, લડાલડી, કજીઓ ટંટો કે ખૂન ખરાબી થઇ જતી હોય, સમાજની વ્યક્તિઓ વ્યાપાર ધંધામાં દગો, પ્રપંચ, અન્યાય, અને અસત્યનો ઉપયોગ કરી પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડતી હોય, સમાજના નિયમોથી કાઇ વિરૂદ્ધ ચાલતું હોય તે બધી સંસ્કારિતાની ત્રુટિઓ ગણાય.

આ રીતે માનવી જીવનમાં પ્રકૃતિગત દુર્ગુણો જેવાં કે, કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર વગેરેનું જીવનની સ્થૂળ ક્રિયામાં પરિણમન થતાં કેટલીકવાર બીજાં પ્રાણીઓને, સમાજને અને રાષ્ટ્રને હાનિ પહોંચે છે. માટે તે સ્થૂળ ખામીને આ સંસ્થા દ્વારા તુરતજ અટકાવવી જોઈએ. તેને અટકાવવાના બે માર્ગો છે. (૧) શિક્ષણ અને સંસ્કારિતાનો પ્રચાર કરીને અને (૨) નિયમની શૃંખલાનું બંધન કરીને કે શિક્ષા (દંડ) આપીને. પરંતુ એ બંધન કે શિક્ષા એવી હોવી જોઇએ કે જે દ્વારા ફરીથી ભવિષ્યમાં ભૂલ થવાનો સંભવ ઓછો રહે. એ શિક્ષાનાં સાધનો પણ પ્રેમ અને વાત્સલ્ય અને સત્યાગ્રહથી યુક્ત હોય. આવા બહારના ગુનાઓને સમાજ જાતેજ નિવારી લે કે ઓછા કરે તો રાષ્ટ્રના સંચાલક વર્ગનો બોજો બહુજ ઓછો થાય અને રાષ્ટ્ર શાંતિમાં ઉમેરો થાય.

**સાધન ત્રુટિ**

સાધનો બે પ્રકારનાં હોય છે. (૧) કુદરતી અને (૨) માનવકૃત સાધન

કુદરતી સાધનોમાં મનુષ્યને જે અંગ, ઉપાંગ, ઇંદ્રિયો, મન, અને શક્તિ વગેરે પ્રાપ્ત છે તેનો સમાવેશ થાય છે.

આ સાધનોની ત્રુટિ કોઇથી પૂરી શકાતી નથી. જેમકે આંખ ન હોય તો મનુષ્યને જીંદગીભર અંધજીવન ગુજારવું પડે છે. બધાં કુદરતી સાધનો માટે તેજ નિયમ લાગુ પડે. જો કે વિજ્ઞાનના જમાનામાં એવાં કૃત્રિમ સાધનોની શોધખોળ કરવાની તૈયારી ચાલે છે. ખરી. પરંતુ તે બધાં કૃત્રિમ સાંધા ગણાય. કુદરતી ખોટ તે પૂરી ન પાડી શકે.

બીજાં સાધનો પુરુષાર્થ સાધ્ય હોય છે. જેમકે અન્ન વસ્ત્ર ઇત્યાદિ પદાર્થો કે તેવાં બીજાં જીવનોપયોગી સાધનો. આ સાધનોની સમાજમાં જ્યાં જ્યાં ઉણપ હોય ત્યાં ત્યાં આ સંસ્થાએ તેની પૂર્તિ માટે તૈયાર રહેવું જોઇએ.

નિરાધાર વિધવા, અનાથ, રોગી, અપંગ, નિરાધાર કુટુમ્બ કે આર્થિક સંકટોથી પીડાતું સંસ્કારી કુટુમ્બ, આ બધા વર્ગનો તેમાં અવકાશ હોવો જોઈએ.

આના સીધી રીતે ત્રણ વર્ગો પાડી શકાય. (૧) કામ કરવાને તદ્દન અશક્ત વર્ગ (૨) યુવાન વર્ગ અને (૩) બાલ વર્ગ. જેઓ કામ કરવાને તદ્દન અશક્ત હોય તેઓને માટે નિર્વાહનાં ઉપયોગી સાધનો આ સંસ્થા દ્વારા પૂરાં પડે, તેનાં દર્દોનાં દુઃખનો ભાર હળવો કરવા ઔષધો અને ઉપચારો મળે અને માનસિક આનંદ મળે તેવું વાંચન કે શ્રવણ મળે તે માટે એક અલગ અશક્તાલય હોય તો વધુ સગવડ થાય.

યુવાન વર્ગમાં સ્ત્રી અને પુરુષો એ બન્નેની પૃથક્ પૃથક્ નાની સંસ્થાઓ સંખ્યાના પ્રમાણમાં જુદે જુદે સ્થળે ખોલવામાં આવે અને ત્યાં શ્રમવિભાગ, ઉદ્યોગવિભાગ, શિક્ષણવિભાગ, કળાવિભાગ, અને

